


આદિવાસી બાળકોનું બાલપત્ર

માર્ચ ૨૦૦૫
વર્ષ ૧, અંક : ૫

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬ ૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

# અનુક્રમણિકા



'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.

**સંપાદકશ્રી, 'બોલ'**
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય

બાળ દોસ્તો,

આપણા સૌનું એક સ્વપ્ન હોવું જોઈએ. તમારું પણ સ્વપ્ન હશે. એ સ્વપ્નને સાકાર કરવા માટે ખૂબ મહેનત કરવી પડે. બરાબર વાંચવું પડે. પરીક્ષામાં સારા માર્ક લાવવા પડે. નંબર લાવવો પડે. હમણાં તમારી વાર્ષિક પરીક્ષા આવશે. પરીક્ષામાં મહેનત કરી સારા માર્ક મેળવીએ તો આગળના ધોરણમાં જવાય. આગળ ભણીએ તો આપણું સ્વપ્ન સાકાર થાય. આપણે બધા ભણીશું તો બીજાને ભણવા માટે કહી શકીશું.

એક બાળકને ગોળ બહુ ભાવે. તે બહુજ ગોળ ખાતો હતો. માતા-પિતાએ





ગોળ ખાવાની ના પાડી, પણ બાળક માને નહીં. પિતાજીને ચિંતા થઈ. તેથી તેઓ બાળકને એક ગુરૂજી પાસે લઈ ગયા. પિતાજીએ ગુરૂજીને કહ્યું આ મારુ બાળક ખૂબ જ ગોળ ખાય છે. તે ગોળ ન ખાય એવું કહો. ગુરૂજીએ બે ત્રણ દિવસ પછી ફરી આવવા કહ્યું. બાળકને લઈ પિતાજી ત્રણ દિવસ પછી ગુરૂજી પાસે ગયા. ત્યારે ગુરૂજીએ બાળકને ગોળ ન ખાવાની વાત કહી. બાળકના મનમાં એક વિચાર આવ્યો, ગુરૂજીને આટલી જ વાત કહેવી હતી તો મને તે દિવસે કેમ ન કહી?. તેણે મનમાં આવેલ વિચાર ગુરૂજીને કહ્યો, ત્યારે ગુરૂજીએ જવાબ આપ્યો કે બે દિવસ પહેલા હું પણ ગોળ ખાતો હતો. હું પોતે ગોળ ખાતો હોઉં અને તને ગોળ ન ખાવાની વાત કેવી રીતે કરું? હમણાં મેં ગોળ ખાવાનું છોડી દીધું છે. માટે હું ગોળ ન ખાવાની વાત તને કરી શકુ.

તો દોસ્તો આપણે ભણીએ તો જ આપણે બીજા મિત્રોને ભણવા માટે કહી શકીએ. તો ચાલો આપણે પણ ભણીએ અને બીજાને પણ ભણાવીએ. આ વાત તમે તમારા દોસ્તોને પણ કરજો. સાથે બોલની પણ વાત કરજો.





# ‘ પણ કેમ ? ’



‘પણ કેમ?’ આ સવાલ હતો એક નાનકડી, કંઈક દસેક વરસની છોકરીનો. એ એક મોટા સાપની પાછળ ભાગી રહી હતી. હું એ છોકરીને અટકાવા એની પાછળ દોડી એની ચોટલી ખેંચતાં બરાડી, ‘ ના , મોયના ! આમ ના કરાય.. ’

‘ કેમ ના કરાય ? ’ એણે સામો સવાલ કર્યો.

‘આ કોઈ ડીંડવો કે ઘાસમાં રહેતો સાપ નથી, આ તો નાગ છે નાગ મે એને જવાબ આપ્યો.

‘મારાથી નાગ કેમ ના પકડાય ? ’

‘ આપણે સાપ ખાઈએ છીએ તે ભૂલી ગયાં કે - ‘ મોયનાએ આગળ ઉમેર્યુ.

‘ માથું કાપીએ છીએ, ચામડી



વેચીએ છીએ અને માસ પકવીએ છીએ તે!'

'હા, તારી વાત સાચી પણ બેટા, આ વખત એમ ના કરીશ' હું એને રીઝવતાં બોલી.

'ના, હું કરીશ ને કરીશ જ!'

'ના, બેટા!'

'પણ કેમ?'

સમિતિની ઓફિસમાં, હું કામ કરતી હતી ત્યાં મોયનાને પાછી ખેંચી લાવી. એની મા, ખિરી, ત્યાં છાંબડી ગૂંથી રહી હતી. સમિતિ એક એવી જગ્યા છે જ્યાં લોકો વાંચવા-લખવાનું - શીખતા હોય છે



અથવા તો ભેગા મળીને મોજ-મજા કરતાં હોય છે.

'આવ', મેં મોયનાને કહ્યું, 'આવ અને ઘડીક પોરો ખા.'

(ક્રમશઃ)

ઋષિ પત્ની કહે- હટ રે ભૂંડા, ફટ રે ભૂંડા અમને કર્મતો પૂરુ કરી લેવા દેવું હતું. જો અમારું કર્મ પૂરું થતે તો મારે ગર્ભ છંટાતે. ઋષિનું બીજ રહેતે વંશ રહેતે. પણ ભૂંડા, તેં ભૂંડું કામ કર્યું. ઋષિને માર્યો. જા હું તને શાપ આપુ છું. જયારે તું કઈ કરીશ ત્યારે તમે પતિ પત્ની બંને અંધ થશો.

વાસુદેવ ઘરે આવ્યા. હરણાને રાંધ્યું ખાધું રાત્રિ થઈ. પાપી પહોરમાં વાસુદેવનો કામ જાગ્યો. વાસુદેવ અને રુખમાઈ કામમાં પ્રવૃત થયા. ઋષિ પત્નીનો શાપ આડે આવ્યો. બંને અંધ થયા. સવારે બંને ઊઠયાં તો કંઈ દેખાય નહીં. બંનેએ એક બીજાને ફંફોસવા માંડયું.

શ્રવણ અને એની પત્ની ચાંગોના પણ સાથેજ રહેતા હતાં ચાંગોના કહે- 'ડોશી ડોસા બાંડાઈ કરે છે. કામ કરવું પડે એટલે નાટક કરે છે.

બીજા દિવસથી શ્રવણે શિકારે જવાનું ચાલુ કર્યુ. વાસુદેવ-રુખમાઈ પોતાના કર્મનું ફળ ભોગવવા લાગ્યાં.

ચાંગોના ઘરે રહે. શ્રવણ આખો દિવસ વનમાં ભટકી શિકાર કરે. શ્રવણ ચાંગોનાને કહે-'મારા માતાપિતાની સારી ચાકરી કરજે. આપણા માટે એજ ભગવાન છે.'

પણ, શ્રવણ શિકારે જાય એટલે ચાંગોના શ્રવણના માતાપિતાને આપદા પાડે. પોતાના અને શ્રવણ માટે સારું ખાવાનું બનાવે અને ડોસા ડોસી માટે હાડકાવાળું. કયારેક તો દેડકાનું માંસ બનાવે. કયારેક તો ભાદવલે (એક પ્રકારની ઈયળ) બનાવી ખવડાવે. પાણી પણ ગંદુ જ પીવડાવે.

વાસુદેવ વિચારતા કે વનમાં શિકાર



નહીં મળતો હોય એટલે ઘરડો કે નાનો શિકાર મળતા આવું માસ આવતું હશે. દુકાળ પડયો હશે ને પાણીની તંગી હશે એટલે પાણી ગંદુ હશે.

એક દિવસ શ્રવણ ઘરે જ હતો. શ્રવણને વાસુદેવ કહે 'શિકાર નથી મળતો ? આપણે ત્યાં દુકાળ પડયો છે ?'

શ્રવણ ને ચાંગોના ઉપર શંકા થઈ .એણે પછયું , મારા માતાપિતાની ચાકરી તો બરોબર કરે છે ને?

ચાંગોના એ હા કહી.

પણ શ્રવણને એની વાતમાં સરચાઈનો રણકો લાગ્યો નહીં. એ ઘરમાં સંતાઈ રહ્યો.

ચાંગોનાને એમ કે શ્રવણ તો શિકારે નીકળી ગયો છે. એણે બે પ્રકારની રસોઈ બનાવી. પોતાના અને શ્રવણ માટે સારી અને વાસુદેવ રુખમાઈ માટે નબળી. પછી ગંદુ પાણી માતા પિતાને આપ્યું. શ્રવણની આંખમાં પાણી



આવ્યું, આવી દશા મારા માતા-પિતાની છે. એણે ચાંગોનાને ધમકાવી. એના બંને ટાંટીયા પકડી માથા ઉપર ગોળ ગોળ ફેરવીને કહ્યું, 'જા રાંડ' આખી રાત ભટકજે, કાચુ પાકું ખાજે અને ઊંધી લટકી ને જીવજે. પછી એને ફેંકી દીધી. ચાંગોના પૃથ્વી ઉપર વાગોળ બનીને રહી.

વાસુદેવ, રુખમાઈ અને શ્રવણ એકબીજાને પકડીને રડવાં લાગ્યાં. વાસુદેવ કહે, અમને અમારા કર્મનું ફળ મળ્યું છે. હવે અમારી વધારે જીવવાની ઈચ્છા નથી. અમને કાશીએ લઈજા. શ્રવણે એક કાવડ બનાવડાવી. એમાં આગળ રુખમાઈ માતાને અને પાછળ વાસુદેવ પિતાને બેસાડી શ્રવણ કાશીની જાત્રાએ ચાલ્યો.

શ્રવણના ભારથી ધરતી ધ્રૂજવા લાગી. એ જમાનામાં માતા-પિતાને કાશીની યાત્રા કાવડમાં ઊંચકીને કરાવવી એ એક પ્રકારનું તપ ગણાતું. દ્વારકાના દેવોએ વિચાર કર્યો કે જો શ્રવણ કાશીની યાત્રા પુરી કરશે તો એને દ્વારકામાં જગ્યા આપવી પડશે. દ્વારકામાં જગ્યા નથી. એટલે એની કાશી યાત્રા અટકાવવી જ પડશે.

સૂના વનમાંથી પસાર થતો હતો. ભગવાન દેવે વિચાર કરી સૂર્ય દેવને બોલાવ્યો, 'સૂર્યદેવ તમારું તેજ કેટલું?

છત્રીસ કળી'

'અત્યારે તમારુ તેજ કેટલું છે ? તમે હાલ કેટલા તેજે તપો છો ?

'ચોવીસ કળી'.

'જાવ, તમે સૂના વનમાં જઈને છત્રીસ કળી તપજો. સૂના વન ઉપર સૂર્યદેવે છત્રીસ કળી તેજ વરસાવવા માંડયું. ધરતી તવાની જેમ તપવા લાગી.

(ક્રમશઃ)



# એકડાની ટીમલી

ગીત ગીત ગીત ગીત ગીત

મોટલા ઢોલે ઘુમચો વળી
કોણ કૂદે ઢીચૂમ ચૂમ
રાતલી પાઘડી મોટલી વાળી
એકડો કૂદે ઢીચૂમ ચૂમ
કેડમાંથી બીડુ વળી
બગડો કૂદે ઢીચૂમ ચૂમ
વાહામેથી ખુદો ખુદો
ત્રગડો કૂદે ઢીચૂમ ચૂમ
ઉંચા પહોળા હાથકરી
ચોગડો કૂદે ઢીચૂમ ચૂમ
પાચડો માતો વચ્ચો-વચ
છગળો અવળો ઢીચૂમ ચૂમ



સાતડો પડ્યો છતા-પાટ
આઠડો કીડીયુ ઢીચૂમ ચૂમ
નવડો મોમાં વાસંડી ફૂકે
દસડો થાળી ઢીચૂમ ચૂમ





# હળ

ઝારખંડ ૨૦૦૦માં બિહારમાંથી અલગ થઈને નવું રાજ્ય થયું. ઝારખંડમાં ઘણી બધી આદિવાસી જાતિઓ છે અને દરેક જાતિઓની પોતાની પુષ્કળ વાર્તાઓ છે આ વાર્તા મુંડા જાતિની છે પણ સંથાળ જાતિમાં પણ (ઝારખંડ ની સૌથી મોટી જાતિ) આ વાર્તા જરાક જુદા પ્રકારે કહેંવામાં આવે છે.

મુંડા આદિવાસીઓ કહે છે કે સૃષ્ટિની શરૂઆતમાં સૃષ્ટિ બનાવનાર માલિકે માનવનું નિમાર્ણ કર્યું, પણ ધીમે ધીમે ખબર પડી કે ભોજન વગર માનવીને ચાલશે નહીં, તો આ માલિકે નક્કી કર્યું કે આ માનવને ખેતી કરવી જોઈએ અને જે અનાજ ખેતીમાંથી પાકે તે તેને ખાવું જોઈએ પણ પછી આ બનાવનાર માલિકને ખબર પડી કે ''હળ'' વગર ખેતી ન થાય, તો તે એક હળ બનાવા લાગ્યો. દિવસો સુધી હળ બનાવતો રહ્યો, આ માલિકની પત્ની ઘેર રાહ જોતી હતી, અને થોડા સમય પછી પત્ની રાહ જોઈને કંટાળી ગઈ અને એક મચ્છરને પોતાના પતિને બોલાવવા મોકલ્યો. મચ્છરે માલિકને બહુ કંડોર્યો પણ આ માલિક હલ્યો નહીં તેને હળ બનાવવાનું કામ પૂરું કરવાનું હતું.

બીજા દિવસે માલિકની પત્નીએ વાઘ મોકલ્યો હતો વાઘ બહુ વાર ઘુરક્યો અને રાડો પાડી પણ આ માલિક હલ્યો નહીં. જ્યારે વાઘ વધારે અવાજ કરતો હતો ત્યારે માલિકે







એને લાકડાનો જંગલી કૂતરો બનાવી દીધો અને તે જંગલી કૂતરાએ વાઘને ભગાડ્યો. એટલે આજ સુધી વાઘ જંગલી કૂતરાઓથી બીવે છે.

હવે આ માલિક તેનું કામ શાંતિથી પતાવી શક્યો. જયારે હળ બનાવવાનું કામ પૂરું થયુ ત્યારે બહુ ઉત્સાહથી પત્નીને બતાવા ઘરે લઈ ગયો. પત્નીને કહ્યું મેં માનવને ખેતી કરવા માટે હળ બનાવ્યું. પત્ની હસવા લાગી. માલિક તરતજ ગુસ્સે થયો કેમ હસે છે?. પેલાએ પૂછ્યું " ઓ પતિ દેવ" પત્નીએ કહ્યું, " આ હળ એક આખા ઝાડમાંથી બનાવેલ છે કોઈ સામાન્ય માનવ એક આખા ઝાડમાંથી હળ બનાવી શકે નહીં. આ હળ લાગે છે તો સારુ, પણ પતિદેવ આ વાસ્તવિક તો બીલકુલ નથી લાગતું. આ હળ પડી જાય તો જરૂર તૂટી જાય અને ત્યારે શું?"

" કશુ ન થાય માલિક મોટેથી બોલ્યો " હું તને બતાવું? કેટલું મજબુત છે આ હળ. અને તરતજ ઉંચકીને નીચે ફેંક્યું હળ તરતજ તૂટી ગયું.

જુઓ પતિદેવ મેં શું કહ્યું હું તમને બતાવીશ અને તૂટેલા હળના ટુકડાને ભેગા ર્ક્યા અને એક જુદા પ્રકારનું હળ બનાવવાનું કામ ચાલુ ર્ક્યુ. દિવસો સુધી કામ કરતી રહી અને એક દિવસ જૂના હળમાંથી એકદમ સરસ વાસ્તવિક કામવાળું હળ બનાવ્યું. બનાવનાર માલિક પાસે આવીને બતાવ્યું જુઓ પતિદેવ તેણે કહ્યું અને હળ નીચે ફેંક્યું. કશું થયું નહી હળ ટકી રહ્યું.

હળ બનાવનાર માલિક માનવ અને સૃષ્ટિના બનાવવા વાળા બહુ જલી ગયા. તેમની પત્નીએ તેના કરતાં સરસ હળ બનાવ્યું. તું જીતી ગઈ. તેમણે કહ્યું. પણ આજના દિવસથી કોઈ સ્ત્રી હળને અડશે નહીં. અને ત્યારથી સદીઓ માટે ફક્ત મુંડા પુરૂષોએ હળને ચલાવ્યું તે હળ જેને એક હોંશિયાર સ્ત્રીએ બનાવ્યું.

# અંગ્રેજી મારી આસપાસ

| | અંગ્રેજી શબ્દ | ઉચ્ચાર | અર્થ |
|---|---|---|---|
| ૧. | Eye | આઈ | આંખ |
| ૨. | Wash | વોશ | ધોવુ |
| ૩ | Clean | ક્લીન | ચોખ્ખુ |
| ૪ | Bath | બાથ | ન્હાવું |
| ૫ | Bathroom | બાથરૂમ | નાવણિયું |
| ૬ | Towel | ટોવેલ | ટુવાલ |
| ૭. | Soap | સોપ | સાબુ |
| ૮. | Budket | બકેટ | ડોલ |
| ૯. | Tumler | ટમલર | ડબલું |
| ૧૦. | Haer | હેઅર | વાળ |
| ૧૧. | Clothes | ક્લોથ્ઝ | કપડાં |
| ૧૨. | Comb | કોમ્બ | કાંસકી |
| ૧૩. | God | ગૉડ | ભગવાન |
| ૧૪. | Goddess | ગોડેસ | દેવી, માતાજી |
| ૧૫. | Pray | પ્રે | પ્રાર્થના |

ભીખાએ તો ભારે કરી. સવારથી ઊઠીને એ જે-જે કામ કરે છે તેની યાદી મનમાં કરીને શબ્દો શોધતો ગયો. તો એને મળ્યા આ નવા અંગ્રેજી શબ્દો. હવે એને વાક્ય બનાવવાની ખૂબ તાલાવેલી છે. કહે છે કે મને વાક્ય બનાવતા શીખવી દો. અને હું બોલવા માંડું. પણ ભીખા ઉતાવળો ના થા. વાક્ય બનાવવા તો કાળ જાણવા પડે. વાક્ય રચનાનો ક્રમ જાણવો પડે. આપણે ધીમે ધીમે આગળ જઈએ તો કેવું? હજી વધારે શબ્દો જ ભેગા કરને!

'ના, ના- આટલામાંથી કંઈક તો શીખવો.'

જો તને શબ્દો જોડતા શીખવું. તેમાંથી અર્થ પણ નીકળશે. પણ ભીખા, તું શબ્દો શોધવાનું છોડી ના દેતો.

હા, હા, તમે મને જરાક વધારે શીખવો. જેથી હું જરાક બોલી શકું. ચાલ જો, વ્યાકરણના નિયમના ગૂંચવાડામાં કે ગોખવામાં પડવા કરતાં તુ સીધો જ ભાષાનો ઉપયોગ શીખવો શરૂ કરે તો પણ ખોટું નથી. પછી નિયમ સમજાવીશ તો તે તરત આવશે. તે શીખેલા શબ્દો ને આમ ગોઠવતા તું વાક્ય બોલી શકશે.

૧. The sun rises
ધ સન રાઈઝ
સૂર્ય ઉગે છે.

૨. The birds fly
ધ બર્ડઝ ફ્લાય.
પક્ષીઓ ઉડે છે.

૩. It is morning
ઈટ ઈઝ મોર્નીંગ
આ સવાર થઈ છે.

૪. I get up
આઈ ગેટ અપ
હું ઊઠું છું

૫. I brish my teeth
આઈ બ્રશ માય ટીથ
હું મારા દાત સાફ કરું છું.

૬. I wash my face
આઈ વોશ માય ફેઈસ
હું મારું મોં ધોઉં છું.

૭. I go to the bathroom
આઈ ગો ટુ ધ બાથરૂમ
હું નાવણિયામાં જાઉં છું.

૮. I take bath
આઈ ટેઈક બાથ
હું સ્નાન કરું છું.

૯. I wear clothes
આઈ વેયર ક્લોધ્ઝ
હું કપડાં પહેરું છું.

૧૦. I comb my hair
આઈ કોમ્બ માય હેર
હું વાળ ઓળું છું.

૧૧. I Prray God
આઈ પ્રે ગોડ
હું ભગવાનની પ્રાર્થના કરું છું.

અરે, મિસ્ટર ભીખુ, તને તો અંગ્રેજી આવડવા લાગ્યું!

''ઓ હો, મને ખૂબ ગમે છે. બહુ સરસ ! પણ વચ્ચે થોડાક શબ્દ નવા પણ ઘુસી ગયા. તો થોડાક છુટી પણ ગયા તેનું શું?'' હા, એતો એવું બનવાનું ! એટલે જ તને કહેલું કે તું પહેલા શબ્દ ઢગલો કરે, પછી તેના પ્રકાર પાડ ને પછી વાક્યમાં જા પણ તું માન્યો નહીં, તો મે તને વાક્ય આપ્યાં. તો હવે કહે- નવા શબ્દ તને કેવા લાગ્યા?

I get up, take, It is, The એટલા ચાલ સારું.. તે વાક્ય લખ્યા છે. અહીં જ તેના અર્થ જોઈ લે. અને તારું કામ આગળ ચલાવ. એના ઉપયોગો હું તને પછીથી શીખવીશ.....

આજે તો મઝા આવી ને?

હા.. ખૂબ ગમ્યું.

I get up... I brush teeth
I wash face...

અરે, અરે તું તો બોલતો થયો. હા, બાળ દોસ્તો.. તમે **બોલ** વાંચીને બોલતા થાવ, વાંચતા થાવ, વિચારતા થાવ, સારા માણસ બનતા જાવ એ જ તો આપણે કરવાનું છે બરાબરને?

હા. આવ જો... આવતા અંકે વધુ શબ્દો શોધી રાખજો.. ને આટલા શબ્દો યાદ કરી લેજો.





????????????????????

# ઉખાણાં

૧. સાત અક્ષરનું છે તેનું નામ
છેલ્લા બે અક્ષરો વાળાનું જંગલ છે ધામ
એક, બે, ત્રણ બાપુની આપે યાદ
પહેલા બે અક્ષર સાંભળે શરીરની ફરીયાદ.

**- મનમોહનસિંહ**

૨. વાકી ચુકી કોતેડી સીધુપાણી જાય
લેલી તને ધક્કો મારું તું કાદવ ખા

**- બંદુક**

૩. દશ પગ ત્રણ માથા

**- હળ**

૪. એક ડીશમા ત્રણ ચમચી

**-પંખો**

૫. લાલ માટલું કાળુ ઢાકણું

**- ચણોઠી**

૬ .એક પ્રાણી એવું કે પૂછડે પાણી પીવે

**- દિવો**

૭. લાંબો લાંબો બાપ ઝીથરી-પીપરી મા
અને ગોલ ગોલ બચ્ચા

**- નારીયેળી**

૮. જેને ગળુ છે પણ માથુ નથી અને જેને
ખભો છે પણ હાથનથી તે

**- શર્ટ,ખમીશ,ડગલું**

૯. એક રાજાની પાઘડી જેને માપી ન શકાય.

**- વાટ**

૧૦. શરીર જાણે મુહટી ને આંખ જાણે તલનું બી

**-હાથી**

૧૧. એક યોગી ક્યાંથી આવે છે આપણે નથી જાણતા એને ગમે તેમાં નાખો ને તે મરી જાય છે. પછી આપણે તેને ખાઈએ છીએ.

**- મીઠું**

૧૨. એક દેડકો બે ટાંકીનું પાણી પીવે.

**- માંને ધાવતું બાળક**

૧૩. બારણાં વગરનો સુંદર મહેલ.

**- ઈંડું**

૧૪. ચામડી ઉતારીને જેનાં હાડકાં

આપણે ખાઈએ છીએ તે.

**- અનાજ**

૧૫. તમારે ખાવું હોય પણ અમે પાંચ જણ મદદ ન કરીએ તો તમે ખાઈ નહી શકો.

**- હાથની પાંચ આંગળીઓ**

૧૬. જેને લાવીને ટીંગવી દેવાય અને જ્યારે ઘણા બધા ભેગા થાય ત્યારે તેને મારવામાં આવે છે તે.

**- ઢોલ**

૧૭. વગર પગે જે ચડે, વગર જીભે ખાય અને પાણી પીવે તો મરી જાય તે શુ?

**- આગ, અગ્ની**

૧૮. હું કુવારી હતી ત્યારે તેઓ મને હંમેશા મારતા હતા પણ મને કોઈ વાંધો નહોતો. પણ હવે પરણ્યા પછી હું એક ટપલી પણ સહન નહી કરી શકુ.

**- માટીનો ઘડો**

૧૯. તે તમારા ખભા જેટલો જ લાંબો છે. છાતી ઉપર એને ભારણાં છે. તારાથી કોઈ ડરતુ નથી, પણ તારી છોકરીને તેઓ ખાય જાય છે તે અને તારા છોકરા પાસે થી તેઓ તેલ લઈલે છે.

**- મહુડો**

૨૦. ચાર મહીના જે તપે છે. ચાર મહીના ટાઢે મરે છે. અને ચાર મહીના જે પાણીથી લથપથથઈ જાય છે તે.

**- વર્ષ અને તેની મોસમ**

૨૧. મૂળીયાં કુંડામાં ને ફૂલ ટેકરી ઉપર

**-કેરોસીનનો દીવો**

૨૨. કાચો હોય ત્યારે નરમ અને પાકે ત્યારે કડક થાય તે

**-માટલું**

૨૩. એક ને અડકો ને બધા વીશે જાણી શકાય

**- ભાત બનાવવા માટે મૂકેલ ચોખા**

૨૪. સુંદર માળા છે જેને ઉંચકીને તમે ગળામાં પહેરી ન શકો તે

**- કીડીઓની હાર(લાઈન)**

# રવિશંકર મહારાજ



રવિશંકર મહારાજનો જન્મ તા. ૨૫-૨-૧૮૮૪ના રોજ ખેડા જિલ્લાના રઢુ ગામે એમના મોસાળમાં મામાને ત્યાં થયો હતો. એમનું મૂળ વતન મહેમદાવાદ તાલુકાનું સરસવણી ગામ. પિતાનું નામ શિવરામભાઈ અને માતાનું નામ નાથીબા હતું. માતા પાસેથી ભજન સાંભળવા માટે તેઓ માતાને ઘરકામ કરવામાં મદદ કરતા.

રવિશંકર મહારાજના જીવન પર ગાંધીજીની અસર થઈ. ગાંધીજીની વાણીથી વિદેશી વસ્તુઓ પ્રત્યે નફરત થઈ. તેમણે ઘરના આંગણામાં વિદેશી વસ્તુઓ

કપડાંની હોળી કરી. તેમના કુટુંબે પણ વિદેશી કપડાંનો ત્યાગ કર્યો. તેઓ રોજ રેંટિયો કાંતતાં અને પોતાના હાથે કાંતેલી ખાદી જ પહેરતા.

લોકમાન્ય તિલકના સ્મારક માટે ફાળો ઉઘરાવવાનો હતો. રવિશંકર મહારાજે ફાળો ઉઘરાવવાની શરૂઆત પોતાના ઘરેથી જ થવી જોઈએ તે માટે તેમની પત્ની સૂરજબાને વાત કરી, પરંતુ પત્નીએ આ વિચારને ટેકો આપ્યો નહીં. તેમને તે મિલકત પરનો અધિકાર છોડી દીધો. કુટુંબનો ત્યાગ કરી તેઓ સમાજ માટે કામ કરવા લાગ્યા.

રવિશકર મહારાજ ગરીબોના દુઃખ દૂર કરવા સતત તેમની સાથે રહ્યાં. પીવાના

પાણી માટે કૂવા તેમજ તળાવો ખોદાવ્યાં. ખેતીમાં સુધારો કેવી રીતે કરવો તેનું માર્ગદર્શન આપતા. ગરીબોને સસ્તું અનાજ મળે તેવા પ્રયત્ન કરતા. અચાનક કુદરતી આફત આવી પડે ત્યારે તેઓ રાહતકામ માટે ફાયરબ્રિગેડની જેમ તૈયાર થઈને તે વિસ્તારમાં પહોંચી જતા.

૧૯૪૨ ની લડત વખતે ગાંધીજી સાથે તેમને પણ જેલમાં પૂર્યા. જેલમાં કેદીઓ, સત્યાગ્રહીઓ અને વિદ્યાર્થીઓને રવિશંકર મહારાજની વાતોમાંથી ઘણું બધું નવું જાણવા મળતું. તેઓ સારી રીતે રેંટિયો કાંતતાં શીખી ગયા. જેલમાં આરામ લીધા વગર સતત કામ કરતા. કપડાં ધોતી વખતે હળવે હાથે ધોકો મારતા. આ જોઈને એક કેદી સત્યાગ્રહીએ પૂછ્યું, ''મહારાજ, આમ હલકા હાથે કેમ ધોકો મારો છો ? ત્યારે મહારાજે કહ્યું, આ તો મારી પવિત્ર ખાદી છે. તેને મારાથી ધોકો કેમ દેવાય !'' બીજાને માટે ઘસાઈ છૂટવા હંમેશાં તેઓ તૈયાર રહેતા તેમ છતા અભિમાન ન હતું.

રવિશંકર મહારાજ લોકો વચ્ચે એવી વાતો કરતા કે લોકોને એ વાતો પોતાના ભલા માટે હોય, પોતાની જ હોય એવું લાગતું. તેમના વિચારો સ્પષ્ટ હતા. તેઓ કહેતા કે ગરીબાઈના બે પ્રકાર છે, એક સીધી સાદી ગરીબાઈ અને બીજી માની લીધેલી ગરીબાઈ. સાદી-સીધી ગરીબાઈ દૂર થઈ શકે છે પણ માની લીધેલી ગરીબાઈ દૂર કરવી ખૂબ જ અઘરું કામ છે દુઃખને વેઠવાનું નથી હોતું પરંતુ તેને ભોગવવાનું હોય છે.

ગરીબોની સેવા કરતા કરતા તેમને પોતાનું જીવન ગુજરાતને જ નહિ પરંતુ ભારતને સમર્પિત કર્યું છે. ૧૯૯૪માં આ વિરલ વ્યકિતનું મૃત્યુ થયું.




# ભંગુરીયા મેળામે ઢોલ



ઉદાપોરને મેળે છોય,
ભંગુરીયા મેળામે છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ.
જુવાનીયાપોર્યાનીછોય,
ભંગુરીયા મેળામે છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ.
વોહરીનો વાગે છોય,
ઓગરોનો ચારો છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ
કરતાલુ હાથમે છોય,
કુમતુ રૂમાલે છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ.
કહળે ઘુઘરી છોય,
લટકે મજાની છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ.
રાતલી પાઘડી છોય,
રાતલી ઓઢણી છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ.
છુંદના દાદીએ છોય,
સાઈટો ટોળામાં છોય
લગી લગી પોર્યો
ભંગુરીયા મેળામે ઢોલ.
શોખ છોરીયોનો છોય,
ઘરેણા ચાંદીના છોય

# વાંદરાને ઝાપટ પડી



દિવસભર રઝળપાટ કરી થાકેલો વાંદરો સરોવર કાંઠે પાણી પીવા ગયો. પાણી પીધા પછી હાથપગ તેમજ મોઢું ધોયું.સાથે પૂંછડીને પણ ઘસીને ધોયા પછી પાણીને કાપતો હોય તેમ હાથથી પાણી ઉડાડે. પાણીમાં ઊતરતા ડર લાગે છતાં રોજની ટેવ મુજબ પાણીમાં ઊતરી છબછબીયાં કરી આવ્યો ને સરોવર કિનારે પથ્થર પર બેઠો. પાણી સુધી પગ લાંબા કરી પગથી પાણી ઉછાળે. સરોવરના સામે કાંઠે મગર બેઠો બેઠો વાંદરાને જોયા કરે. વાંદરો આટલો બધો આનંદ કરે તે મગરથી સહન ના થયું એટલે પાણીમાં ડૂબકી મારી વાંદરા પાસે આવ્યો ને આનંદ કરતા વાંદરાના ગાલ પર જોરથી ઝાપટ મારી. વાંદરાને તમ્મર આવી ગયાં, આંખે અંધારાં આવ્યાં. પાણીમાં ગબડી પડવાનો ડર લાગ્યો ઝાપટ મારી મગરે કહ્યું, 'તું સરોવરમાં આવીને પાણી બગાડે'. વાંદરો એક હરફ ઉચ્ચાર્યા વગર બેસી રહ્યો, એને થયું કે હું તો ફક્ત પાણી પીવા સરોવર આવું છું ને





કોઈ સુધરે નહીં.

તકરાર સાંભળી પાણીમાં રહેનારા કરચલા, કાચબા, માછલા મગરની વ્હારે આવ્યાં.

મગર કહે, મને શરીરે ખંજવાળ આવે છે, આ બધા ગંદકી લઈને આવે ને સરોવરમાં ડૂબકી માર્યા કરે તે હું એમને જોયા કરું? શિયાળ આવે તે પાણીમાં તરીને સ્નાન કરી જાય, કબૂતરાંને કાગડા ગંદા થઈને આવે તે પાંખો ફફડાવીને ન્હાય ને ગંદકી સરોવરમાં મૂકતાં જાય, એટલે અમારે ગંદકીમાં રહેવાનું?

મગર તો આખો દિવસ પાણીમાં ફર્યા કરે છે.

વાંદરાએ જઈને બધા વાંદરાઓને ભેગા કર્યા ને મગરે ઝાપટ મારી તેની વાત કરી. વાંદરાઓનો સંઘ સરોવરે પહોંચ્યો ને મગર જોડે જીભાજોડી કરી. એક વડીલ વાંદરો આગળ આવ્યો ને મગરને પૂછ્યું,

ઝાપટ કેમ મારી?

મગર કહે ઝાપટ ના પડે ત્યાં સુધી

કાચબા માછલાં ને કરચલાએ મગરની વાતને ટેકો આપ્યો, હા.... બરાબર છે... અમારાથી ગંદકી સહન નથી થતી.....

બંને પક્ષે બોલાચાલી થઈ પણ તકરારનું સમાધાન ન થયું ને વિખેરાયાં.

થોડા દિવસ તો જમીન પર રહેતા પ્રાણીઓ છાનાં-છપનાં આવી ડરતાં ડરતાં સરોવરમાં પાણી પીને જતા રહે. એક દિવસ શિયાળ પાણી પીવા આવ્યું તે છાનું છપનું ઊંડા પાણીમાં તરવા પડ્યું ત્યાં કરચલાએ આવી પૂંછડીએ બટકું ભર્યું. શિયાળ ઊભી પૂંછડીએ ભાગ્યું. તે દિવસથી એ વિચારતું ફરે, જો કરચલું મળી જાય તો એને ચપટીમાં ચોળી નાખું. એ એની જાતને સમજે છે શું?

પાણીમાં રહેનારાઓએ એકઠાં થઈ સભા ભરી મગર, માછલા, કાચબા કરચલા તેમજ ઝીંગાએ આવી સભામાં સ્થાન લીધું. હવે પછી પાણીમાં ગંદકી થવા દેવી નહિં એવો પાકો નિર્ણય લઈ સૌ વિખરાયાં. બીજી બાજુ વાંદરાઓએ સભા ભરી ને મગરને પાઠ ભણાવવાનો વિચાર કર્યો પણ મગર તો રહે પાણીમાં. એની સાથે લડવું કેવી રીતે! કેટલાક ડાહ્યાં તે આગળ આવ્યાં ને કહેવા લાગ્યાં કે એને પાણી મળતું બંધ કરો એટલે એ આપો આપ બહાર આવે એટલે એની સાથે લડી શકાય. ત્યાં ભેગાં થયેલાંએ નક્કી કર્યું કે વરસાદના પાણીને સરોવરમાં જતું રોકવું, સરોવરમાં પાણી જાય તે બધાંએ મળીને રોકવું.

વરસાદ આવ્યો ને જંગલનાં બધાં વાંદરા સરોવરમાં જતા પાણીને રોકવા એકઠાં થયાં. તે શરૂઆતમાં હાથથી

અને પછી આડા પડી પડીને કોતરોમાં



વધતાં સૌ તણાવા માંડ્યા. વ્યર્થ પ્રયત્ન કરતા પછડાઈ ગયા પણ સફળતા ના મળી. નિરાશ થયેલા વાંદરાઓએ જંગલના બધા જાનવરોને એકઠાં કર્યાં ત્યાં દેડકાંનો સરદાર હાજર હતો

આડા દેવાયા ને એકબીજાની ઉપર લદાયા. દરેક કોતર પર વાંદરા ગોઠવાઈ ગયા, પાણી રોકવા એક બીજા પર આડા પડે એટલે નીચેના વાંદરા પર વજન આવતાં તે બહાર નીકળી જાય. એટલે પાણી રોકવાના બદલે સરોવરમાં ચાલ્યું જાય, આમ કરતાં કોતરોમાં પાણીનો પ્રવાહ

તેને કહ્યું, ‘‘તું અડધો દિવસ પાણીમાં રહે છે એટલે કોઈનામાં ના ગણાય, કહીને કાગડાએ ધક્કો માર્યો એટલે તે રીસાઈ ને જતો રહ્યો.’’

# શું તમે જાણો છો? ????????????????????

૧. ગુજરાતમાં સૌ પ્રથમ સરકારી શાળા ક્યાં શરૂ થઈ હતી.?
(૧) વડોદરામાં (૨) ગાંધીનગરમાં (૩) અમદાવાદમાં (૪) હિંમતનગરમાં.

૨. પ્રથમ ભારતીય મેગ્સેસે એવોર્ડ જીતનાર કોણ હતા?
(૧) રવિન્દ્રનાથટાગોર (૨) ઈન્દિરા ગાંધી
(૩) સરોજીની નાયડુ (૪) વિનોબાભાવે

૩. અકબરના રત્નોમાંનું પ્રથમ રત્ન કયું?
(૧)તાનસેન (૨)મુલ્લાદોપ્યાઝા
(૩)બિરબલ (૪)ફૈઝી

૪. ગુજરાતી ભા ષાની પ્રથમ ઐતિહાસિક નવલકથા ''કરણ ઘેલો''કોણે લખી હતી?
(૧)નર્મદ (૨)નંદશંકર મહેતા
(૩)ગોવર્ધનરામ ત્રિપાઠી (૪)આનંદશંકર ધ્રુવ.

૫. ઈતિહાસના પિતા તરીકે કોણ પ્રસિદ્ધ છે?
(૧) અલબરૂની (૨) અબુલ ફજલ
(૩)હેરોડોટેસ (૪) વિલિયમ જોન્સ.

૬. ક્યા ગ્રહને નીલો ગ્રહ કહે છે?
(૧)શનિ (૨)પૃથ્વી (૩)મંગળ (૪)બુધ.

૭. વારસાગત લક્ષણોને કઈ વિદ્યા કહે છે?
(૧)દેહ ધર્મ વિદ્યા (૨) અશ્મી વિદ્યા
(૩)જનીનવિદ્યા (૪)પરિસ્થિતિ વિદ્યા.

૮. ગુજરાતની કઈ નદીએ ઊંડા કોતરો બનાવ્યા છે?
(૧)નર્મદા (૨)તાપી (૩)સાબરમતી
(૪)મહી.

૯. ગાંધીજીનો પહેલો આશ્રમ કયો?
(૧)સન્યાસ આશ્રમ (૨)ગાંધી આશ્રમ,
(૩)કોચરબ આશ્રમ

૧૦. રામધારી સિંહ 'દિનકર'ને કઈ કૃતિ માટે જ્ઞાનપીઠ એવોર્ડ મળ્યો હતો?
(૧)જનની (૨)ઉર્વશી(૩)ઘાટીણી(૪)મા

**જવાબો :**
૧.અમદાવાદમાં, ૨.વિનોબાભાવે, ૩.મુલ્લાદોપ્યાઝા, ૪.નંદશંકર મહેતા, ૫.હેરોડોટેસ, ૬.પૃથ્વી, ૭.જનીનવિદ્યા, ૮.મહી, ૯.કોચરબ આશ્રમ ૧૦.ઉર્વશી

# હંગાથ



મારી પાઘડી ઓમરો વારેલી રે...

ઘુઘરી લટકાવું રે,

મારે આવું મેળામેં ( ૨ )

કહરા પેર ઘુઘરી લટકાવુ ં રે...

ઘુઘરી લટકાવું રે,

મારે આવું મેળામેં ( ૨ )

ખભા વોહન પેહો ટીંગાળું રે...

પેહો ટીંગાળું રે,

મારે આવું મેળામેં ( ૨ )

કુમતા વાળો રેશમી રૂમાલ રે...

રેશમી રૂમાલ રે,

મારે આવું મેળામેં ( ૨ )

દાદા મારો હંગાથકરજો રે...

હંગાથકરજો રે...

મારે આવું મેળામેં ( ૨ )

મારી વોહરી પેથુને ગુંથેલી રે...

પેથુને ગુંથેલી રે...

મારે આવું મેળામેં ( ૨ )

# પુસ્તક શોધ ? ? ? ? ? ? ? ? ? ? ? ?

## શોધ અને શોધક

જ્યાં સુધી આપણે જાણીએ માનીએ છીએ કે જે વસ્તુને આપણે પુસ્તક કહીએ છીએ તે સૌ પ્રથમ ત્રીજી સદી બી.સી. ચીનમાં અસ્તિત્વમાં આવ્યું. આ પુસ્તકનો આગળનો અને પાછળનો ભાગ લાકડાથી બનાવેલો હતો અને પાનાં વાંસના પાનથી બનાવામાં આવ્યાં. એક દોરીથી આ બધાં પાન જોડાયેલાં હતાં. પશ્ચિમમાં પહેલાં તે લોકો લાબાં કાગળથી વાંચતા હતા. પણ પછીની સદીઓમાં પ્રાચીન રોમના લોકો તેમની માહિતી પાન પર લખીને પુસ્તકના રૂપમાં સંગ્રહ કરવા લાગ્યા. ત્યાર બાદ પુસ્તકનું રૂપ(બે કવર અને વચ્ચે પાનાં) પશ્ચિમમાં બહુ પ્રચલિત થયું. પહેલાં પુસ્તકો બધા હસ્તાક્ષરથી લખાયેલા હતાં. પણ ઈ.સ. ૮૬૮માં ચીનમાં પુસ્તકો સૌ પ્રથમ છાપવામાં આવેલાં. આ પ્રિંટના લીધે પુસ્તકો વધું જલ્દી બહાર નીકળી ગયાં. ૧૪મી સદીમાં યુરોપમાં એક માણસ યોહાનસ ગુટેંબર્ગએ એક મશીનનું ઉત્પાદન કર્યું. જેથી પુસ્તકો છાપવામાં આવે તેમજ પાંદડાના બદલે કાગળ(ભાંગેલા લાકડા) વાપરવામાં આવ્યા. તેના કારણે કોઈ પણ પુસ્તક ખૂબ ઓછી કિંમતે અને મહેનતે બહાર નીકદી શકાયું. તેમજ વધુ લોકો જાણતા થઈ ગયા. એ પુસ્તકના રૂપને તે લીધે બહુ પ્રચલિત થઈ ગયું. કારણ કે કોઈ પણ માહિતી સંગ્રહ તેમાં કરી શકાય. હવે આખા વિશ્વમાં બધા લોકો પુસ્તકનો ઉપયોગ કરે છે.



# એ કંઈ કહેવાય?

અંધારુ ભાઈ અંધારું
અંધારામાં કોણ છે?

એ તો ના કહું,
અજવાળું લાવો તો કહું

ક્યાંથી લાવું અજવાળું?
અંધારામાંથી લાવું અજવાળું.
એ... ત્યારે લો આ અજવાળું

અંધારામાં ચાંદો છે.
છાંટો છાંટો તારા છે.
ઉપર તળે દરિયા છે.
ચાંદો ડૂબ્યો અંધારામાં.
આંખો જાગી અંધારામાં.
પાંખો ફફડી અંધારામાં.



અંધારામાં સૂરિયો આવ્યો.
હવે કહો,
હવે કહો.
અંધારામાં કોણ છે?

એ તો કંઈ કહેવાય?



માંદો શાન્તનું રટણ કરે
‘મને કુંવારી પરણાવો, પરણાવો’.
શાન્તનુના ત્રણ ત્રણ દીકરા
ગાંગેય ચિત્રવીર્ય ને વિચિત્રવીર્ય.
ગાંગેય પૂછેઃ શું દુઃખ છે બાપા.
બાપ કહે : કુંવારી પરણું તો મરું.
આ ચૂડો બતાડો રંગરાજની, દીકરીને.
દીકરા ચાલ્યા રંગરાજના મહેલે.
ચૂડો જોઈ કન્યા રડવા લાગી,
‘મને શાન્તનું પરણાવો ઝટપટ’.
પછી શાન્તનું પરણવા આવ્યો
કહે : બાળજો મને કુંવારી ભોંયે.
કુંવારી ભોંય શોધે ત્રણે દીકરા.
ભગવાને બતાવી રતન તલવાડી.
દીકરા પહોંચ્યા રતન તલવાડી.
એ તલવાડીમાં રહે હંસ પંખીણી.
‘ભલે બાળો તમારો બાપ અહીં
પણ એના તમે ધણી ના થાઓ’.
‘નહિ થઈએ ધણી તલવાડીના’.
ત્યાં દીકરાએ દાહ શાન્તનુને દીધો.




# નિશાળ

રોજ સવારે વહેલા ઊઠો,
નાનાં-નાનાં બાળ.
નાહી -ધોઈ ને તૈયાર થાવો,
નિશાળ પહોંચી જાવ.
એકડો લખો બગડો લખો,
તગડો લખતા થાવ.
ચોગડો એની મેળે આવડશે,
આળસ છોડતા જાવ .
પાંચડો પાડો છગડો પાડો,
સાતડો પાડતા થાવ.
આઠડો આપડો ઉકેલ શોધશે,
વિશ્વાસ મેળવતા થાવ.
નવડો લખો દશ લખો,
તરત આવડી જાય.



બેસવા માટે બસ નથી તો,
ચાલીને નિશાળ જાવ.
રોજ સવારે વહેલા ઊઠો,
નાનાં-નાનાં બાળ.
નાહી -ધોઈ ને તૈયાર થાવો,
નિશાળ પહોંચી જાવ.

# સાતભાઈઓની વાર્તા



એક કાકા ને સાત છોકરા હતા. તેમાં છ છોકરા સારા અને એક છોકરો વેતીયો હતો. તેઓની પાસે કોઈ જમીન કે માલ મિલકત ન હતી. તેઓ રાત ને દિવસ ગામ કે શહેરમાં જઈને ચોરી કરી તેમના કુંટુંબીજનોનું ભરણ પોષણ કરતા હતા.

એક દિવસે સાત ભાઈ ચોરી કરવા નીકળ્યા. જતાં જતાં રસ્તામાં પાડો મળ્યો. વેતીયો ધમાલી હતો. તે મોટાભાઈને કહેવા લાગ્યો. દાદા આ પાડાને ઉશ્કેરૂ ? ત્યારે મોટા ભાઈઓ બોલવા લાગ્યા વેતીયા રહેવા દે, નહીં તો આપણને તે દોડી પડશે. પરંતુ વેતીયો ન માન્યો અને પાડાને ઉશ્કેર્યો. પાડો સાતેભાઈઓને દોડી પડ્યો. સાતેભાઈઓ નાસીને ડુંગર ઉપર ચડી ગયા. અને વાઘને રહેવાની જગ્યા હતી ત્યાં જઈને ઊભા રહ્યા. વેતીયાભાઈને વાઘ દેખાયો એટલે વાઘ ઉંઘતો હતો એટલે વેતીયો મોટા ભાઈઓને કહેવા લાગ્યો કે દાદા ઓ દાદા હું વાઘને ઉશ્કેરૂ ? મોટાભાઈ બોલ્યા, અલ્યા વેતીયા રેવા દે નહીતો તું અમને મારી નંખાવીશ. પરંતુ વેતીયો ન માન્યો અને વાઘને ઉશ્કેર્યો. વાઘ જાગ્યો એટલે ખૂબ ગુસ્સે થઈને સાતેભાઈઓને દોડી પડ્યો અને સાતે ભાઈઓ નાઠા અને ઝાડ પર ચડી ગયા અને બચી ગયા. ફરીવાર સામે પેલો પાડો મળ્યો એટલે પાડાની સામે વાઘે છલાંગ મારી અને પાડાને મારી નાખ્યો, ત્યાર પછી વાઘ જતો રહ્યો. ઝાડ પરથી સાતેભાઈ નીચે ઉતરી આગળ જવા લાગ્યા. જતાં જતાં વેતીયો મોટાભાઈને કહેવા લાગ્યો દાદા ઓ દાદા હું આ પાડાનું માંથું લઈ લઉં ? ત્યારે મોટાભાઈ ના પાડી પરંતુ વેતીયો ન સમજ્યો અને પાડાનું માંથું લઈને ચાલવા લાગ્યો. આગળ જતાં રાજાના છોકરાની જાન આવતાં દેખાઈ. આ સાતેભાઈઓ વડલાનું ઝાડ હતું ત્યાં ચડી ગયા વેતીયા જોડે પાડાનું માંથું પણ હતું. બધા ઝાડની ડાળીઓમાં સંતાઈને બેસી રહ્યા. જાન આવી. વડલાના ઝાડ નીચે આરામ કરવા તેઓ ઊભા રહ્યા. વેતીયો મોટાભાઈને કહેવા લાગ્યો કે દાદા ઓ દાદા હું આ પાડાનું માંથું નીચે ફેકું ? ત્યારે મોટાભાઈ ના પાડી પરંતુ વેતીયો ન સમજ્યો અને પાડાનું માંથું

વડલા ઝાડ પરથી નીચે ફેંક્યું જાનૈયાઓ ગભરાયા, વડલાની ડાળ ભાગી નાસો નાસો. એમ કરીને બધા જાનૈયાઓ નાસવા લાગ્યા અને ત્યાં ઘોડા તથા આભૂષણો મૂકીને નાસી ગયા. સાતે ભાઈઓ નીચે ઉતર્યા. મોટાભાઈઓએ સારા ને સરસ ઘોડા તથા આભૂષણો લઈ લીધા. વેંતીયાના ભાગે દુબળો ઘોડો રહ્યો. પૈસા અને રકમ સરખાભાગે વહેંચી લીધી. પછી આગળ ચાલવા લાગ્યા. જતાં જતાં સારા ઘોડા આગળ દોડવા લાગ્યા અને વેંતીયો પાછળ રહી ગયો, પછી વેંતીયો એના ભાગના રૂપિયા અને આભૂષણો જમીનમાં સંતાડીને જોરથી બૂમ પાડવા લાગ્યો, દાદા ઓ દાદા ઊભા રહો મને લૂટી લીધો. મોટાભાઈ જોડે ફરીથી રૂપિયા અને સંપત્તિનો ભાગ માગ્યો. આમ બે થી ત્રણવાર કરી વેંતીયાએ મોટાભાઈઓ જોડેથી બધી રકમ માગી લીધી, અને બધા ઘરે પહોચ્યા. વેંતીયાએ બધા રુપિયા રાત્રે ઘોડાને ખવડાવી દિધા હતા. વેંતીયાએ સવારે ઘોડાને આંગણામાં બાંધી ખૂબ મારવા લાગ્યો ત્યારે મોટાઓ પૂછે છે કે વેંતીયા તું આ ઘોડાને કેમ મારે છે? ત્યારે વેંતીયો કહેવા લાગ્યો આને તો ખૂબ રૂપિયા ખાધા છે માટે તે રૂપિયા હગે છે. ત્યારે મોટા ભાઈઓ પણ આનું અનુંકરણ કરવા લાગ્યા અને ઘોડાને બહાર બાંધી મારવા લાગ્યા, બધા ભાઈઓના ઘોડા મરી ગયા વેંતીયાભાઈ ઘોડાનુ મટન બનાવી ગામડામાં વેચવા ચાલી નીકળ્યો અને ગામડે જઈને બૂમ પાડી બોલવા લાગ્યો કે બકરાનું મટન લ્યો ભાઈ, બકરાનું મટન ગામના લોકોએ મટન લીધું અને વેંતીયાભાઈ મટન વેચી ઘરે આવ્યા.તે મોટાભાઈઓને કહેવા લાગ્યો કે મારે મટનના ખૂબ રૂપિયા આવ્યા. મોટાભાઈઓ પણ ઘોડાનું મટન બનાવી વેચવા ગામડામાં નીકળી પડ્યા અને બૂમ પાડવા લાગ્યા કે ઘોડાનું મટન લ્યો ભાઈ, ઘોડાનું મટન લ્યો,પરંતુ મટન ન જ વેચાયું છેવટે ગામની બહાર ગટરમાં ફેંકીને ખાલી હાથે ઘરે આવતા રહ્યાં. બીજા દિવસે વેંતીયાએ એની રહેવાની ઝૂંપડી સળગાવી અને રાખ ગાડામાં ઘાલી વેચવા ગાડુ જોડી ચાલી નીકળ્યો. રસ્તામાં રાજાની કુંવરી ઊભી હતી. એ કુંવરીની સાથે બે બાળકો હતા. એમને આગળ જવું હતું એટલે કુંવરી વેંતીયાને પૂછવા લાગી ભાઈ મને ગાડામાં બેસાડશો? ત્યારે વેંતીયાએ કહ્યું હા તમને

ગાડામાં બેસાડું પરંતુ એક શરત છે. એ શરત તમને મંજુર હશે તો તમે આ ગાડામાં બેસી શકો. કુવરી બોલી શું શરત છે? ત્યારે વહેતીયો કહ્યુ મારા ગાડામાં હિરા મોતી ભરેલ છે. એમાં તમે પાદશો કે તમારા બાળકો પાદે તો મારા હિરા મોતીની કિંમત તમારે ચૂકવવી પડશે. કુંવરી શરતને કબુલ કરી ગાડામાં બેઠી રસ્તામાં જતાં જતાં બાળક પાદ્યો એટલે શરત પ્રમાણે કુંવરીએ વેતીયાને કિંમત ચૂકવી દીધી. અને રૂપિયા લઈને વેતીયાભાઈ ઘરે ગયો તેને મોટાભાઈને કહ્યું કે હું ઘરને બાળી ગામમાં વેચી આવ્યો ખૂબ રૂપિયા આવ્યા ત્યારે મોટા ભાઈ પણ ઘર બાળીને ગાડામાં રાખ વેચવા જાય પરંતુ કોઈએ રાખ ન લીધી. છેવટે પાછા ખાલી હાથે ઘરે આવ્યા પછી મોટાભાઈઓ વેતીયાની ઉપર ખૂબ ચિડાયા અને વેતીયાને હાથપગ બાંધી ગામની બહાર વાવ હતી. તેમાં નાખી દેવા છ ભાઈઓ તૈયાર થયા. વેતીયાને વાવ પર લઈ ગયા ત્યારે વેતીયો બોલ્યો દાદા મને વાવમાં નાખીદો પણ એના કરતાં મને પાળ પર મૂકી દો. હું મારી જાતે વાવમાં ઉપરથી નીચે પડું તો કેવું સારુ? એટલે વેતીયાના હાથપગ બાંધી વાવ ઉપર મૂકીને આવતા રહ્યા. આ વખતે ભરવાડ ગાયોને પાણી પીવડાવવા આવ્યો એટલે ભરવાડ બોલ્યો ભાઈ આમ કેમ હાથપગ બાંધીને વાવની પાળ પર પડ્યા છો? ત્યારે વેતીયાભાઈ બોલ્યા વાવની અંદર ખૂબ રૂપિયા અને સંપત્તિ પડેલ છે જે લેવા માટે હું અહીંયા હાથપગ બાંધી પડ્યો છુ. ભરવાડની મતિ બદલાઈ અને એ કહેવા લાગ્યો કે મને પહેલા પડવા દો પછી તમે પડજો એમ કરી વેતીયાભાઈના હાથપગ છોડી અને પોતાના હાથપગ બાંધી વાવમાં પડ્યો. વેતીયો ભરવાડની બધી ગાયો લઈને ઘરે ગયો, ત્યારે મોટાભાઈઓ ખૂબ ગુસ્સે થયા અને કહેવા લાગ્યા કે આ બધી ગાયો ક્યાંથી લાવ્યો? ત્યારે વેતીયાએ મોટાભાઈઓને કહ્યું કે દાદા હાથપગ બાંધીને પડવાથી મને વાવની ગાયો અને રૂપિયા મળ્યા ત્યાથી આ લાવ્યો. મોટાભાઈઓની પણ મતિ બગડી અને વાવમાં હાથપગ બાંધી પડ્યા. છ એ છ ભાઈઓ વાવમાં પડી મરી ગયા, અને વેતીયાભાઈ રહી ગયા પછી છ ભાભીઓ અને સાતમી તેની વહુ આમ સાત બયરીઓ સાથે જીવન જીવવા લાગ્યો.





# ફરી મળીશું

મારા એક મિત્ર છે, એમનું નામ છે પપ્પૂભાઈ. ઉમરમાં ચોવીસ-પચ્ચીસ વર્ષના હશે. મૂળના પંજાબ પ્રાંતના રહેનારા, પણ ગયા વીસ વર્ષોથી ગુજરાતના રહેવાસી છે. પપ્પૂભાઈનો વ્યવસાય નકશા વેચવાનો છે. વડોદરા, અમદાવાદ, સુરત જેવા મોટા શહેરોમાં, રસ્તાપર ફરતા એ નકશા વેચતા ફરે છે. સાથે બાળકો માટેના સરસ ચિત્રોવાળા તખ્તા-ચાર્ટસ્ પણ રાખે છે. એમના બગલથેલામાં ભારતથી માંડીને અમેરીકા સુધી બધાજ દેશના નકશા, 'અ' થી લઈને 'ક્ષ' સુધીના બધા જ મુળાક્ષર માટેના ચિત્ર અને ૧ થી શરૂઆત કરી ૧૦૦૦ સુધીના બધા જ અંક એક સામટા બેસેલા હોય છે. પપ્પૂભાઈ ખૂબ આનંદમા હોય તો પછી બગલથેલા પર હાથથી તાલ રાખી ગીત ગાતા ફરે છે. અને તે તાલના લપેટમાં અમેરીકા, રશીયા, ચિન જેવા દેશ, ક, ખ, ગ જેવા અક્ષર અને ૧, ૨, ૩ જેવા બધા જ અંક એક સાથે જ આવી જાય છે. પપ્પૂભાઈના બગલથેલામાં પૃથ્વીપરના બધા જ દેશ સમાનતાના ધોરણે પોતપોતાના હાથ અને પેટ સાચવીને બેસેલા હોય છે.

પપ્પૂભાઈ દર શુક્રવારે સવારે મને મળવા માટે મારી ઑફિસમાં આવે છે. અને ઘણા સમય સુધી કશુક બોલ્યાવગર મારી સામેના ખૂરશી પર બેસી રહે છે. પછી ધીમે ધીમે અઠવાડીયાના દરેક દિવસે, કયા કયા ગામમાં ફર્યા તેની વિગત આપે છે. દર વખતે હું એમને પુછું છું ''મજામા છો ને?'' પપ્પૂભાઈ હિંદી ભાષામાં જવાબ

આપે છે, ''હાં મજેમે હૂ. લેકીન સાબ મેરે મકાનકા કુછ કિજીએ !'' ઘણા વખતથી એ પોતાનું મકાન થાય તે માટે પ્રયત્નમાં છે. પણ શહેરમાં પોતાનુ મકાન બનાવવા માટે ઘણા નાણાની જરૂરીયાત હોય છે અને એટલા બધા નાણા એમની પાસે નથી. એટલે, એમનું પોતાનું મકાન બનવાની શક્યતા ખૂબ ઓછી છે. પણ હું તેમને નિરાશ કેવી રીતે કરુ ? એટલે હું કહું છું, ''થઈ જશે, તમારુ પણ મકાન. નિરાશ નહી થશો''

મિત્રો, આપણા દેશમાં આવા ભટકતા શ્રમીકોની સંખ્યા ખૂબ જ વધી રહી છે. તમને ખબર ના હોય પણ આવા ભટકતા પ્રજાની સંખ્યા આશરે ત્રણ થી ચાર કરોડ છે. ક્યારે બનશે એમના પોતાના મકાનો?

આપણાં ત્યાથી પણ જયારે મહેનત મજૂરી કરવા માટે ગામડાના ભાઈ બહેનો શહેરોમાં જાય છે, ત્યારે એમની પણ સ્થિતી લગભગ આવી જ બને છે. ત્યા કાયમી રહેઠાણ ના મકાનો મજૂરો માટે નથી મળતા પછી એક મકાન માંથી બીજા મકાનમાં ફરતુ રહેવું પડે છે.

મિત્રો, આપણે સારી રીતે ભણીશુ, તો જીવનમાં સારા વ્યવસાય કરવાની તક આપણને મળશે. પછી મજૂર બનીને શહરો તરફ જવાનો વારો આપણાપર આવશે નહી. આપણા દેશની તકદીર આપણને બદલવી હોય, તો સારુ ભણતર દરેકે લેવું જોઈએ. પછી પપ્પૂભાઈના બગલથેલામાં જે ભારત દેશ નો નકશો છે, તે વધારે આનંદમય બની જશે. છે ને ?



